# સ્વસ્થાન ભાવનગરના ખેડુત સંરક્ષણના ધારાના ખરડા ઉપર ભાવનગર સ્વસ્થાનના વેપારીઓનું મંતવ્ય

પ્રયોજક ને પ્રકાશક

**ભાવનગર સંસ્થાન વેપારી સમિતિ**

મુખ્ય કાર્યાલય : બોટાદ

# સંસ્થાન ભાવનગરના ખેડુતસંરક્ષણના ધારાના ખરડા અન્વય વેપારીઓ તરફથી રજૂ કરવાની દલીલ માટે જોઇતી મુદત સંબંધીની દલીલ.

૧. આ ધારો કરી દરબારી ખેડુઓને રાહત આપવાની જરૂર નથી તેના કારણો:—

ભાવનગર રાજ્યમાં ખાતેદારો ૨૦ હજાર છે. તેની વસતી ૯૦ હજાર માણસની ગણાય. તેમાંથી ૨૬ ટકા કરજગ્રસ્ત છે. અને તે ફારમથી ૩ ગણાથી વધારે અને ૧૦ ગણા કે તેથી પણ વધારે દેવાદાર છે. એમ કહેવામાં આવે છે. તો આ પ્રમાણ ઘણું ઓછું છે. તેટલું પ્રમાણ તો વેપારીઓમાં તેમજ. નોકરીઆતોમાં પણ હોય છે. જેથી કરજગ્રસ્ત ખેડુત નથી. કે જેથી રાહત આપવી યોગ્ય જણાય.

૨. ખેડ કરવી એ કામ કણબીનું ખાસ કરીને છે. અને દરબારશ્રીનું રેવન્યુ ખાતું જ્યારે કણબીઓને ખેડ કરવા લલચાવી સમજાવી લાવી શકતું નથી તેના અભાવે બીજી ઇતર કોમ જેવી કે કોળી, વાઘરી, ભરવાડ, કુંભાર, વોરા—મુસલમાન, મોમના જેવી કોમને ખેડ આપવી પડી છે. જે કોમ ઘણુંખરૂં બીજો ધંધો કરનારી હોય છે અને ફક્ત એક જ વખત વરસાદ થયા પછી વાવી આવે છે પછીના તેને દરકાર પણ હોતી નથી. આવી કોમ જ વધારે દેણામાં છે અને આટલું બધું દેણું ધરાવનાર કોમ જમીન કઇ રીતે ખેડી શકે ? અને સારી ખેડાય જ કેમ ? તેને માટે તેવાઓ પાસેથી જમીન છોડાવી લઇ સારા કણબીઓ વસાવી તેને ખેડ સોંપો તે જ રસ્તો ઉત્તમ છે.

૩. દાવાઓમાં અને ખાસ કરી દરખાસ્તો બજવણી પ્રકરણમાં ખેડુતોને એટલી બધી અને કેટલીક અઘટીત રાહતો આપવામાં આવી છે કે જેથી વધારે રક્ષણ આપવાની તેમને જરૂર નથી. તે ધારાઓથી વેપારીઓને તો કાંઇ પતી શકે તેમ નથી જ.

૪. ખેડુતોની આંટ—વહેવાર વધારે બગડશે અને તેથી મોટી મુશ્કેલી પરિણામે રાજ્યને પણ જણાશે.

૫. વસૂલ લેવાની પદ્ધતિ ઘણી દયાળુ અને અયોગ્ય રાહત આપનારી હોઇ કરજદારી વધી છે.

૬. ખેડુતોને વેપારી નાણા ધીરે છે તે જરૂરિયાતના પ્રસંગોએ ખેડના સાધનો જેવા કે કોસ, વરતાં—બીયાણાં

મજૂરીમાં ચૂકવવા આપે છે અને ખેડુઓ તો સારે વરસે કાં તો બીજી બાયડી કરવામાં, મકાન કરવામાં, છોકરા પરણાવવામાં, અને જાત્રાઓ કરવામાં ઇત્યાદી રીતે નાણાં વેડફી નાંખી કરજમુક્ત થતા નથી તે કારણો શોધી તેના ઇલાજો પ્રથમ લેવા ઘટે.

૭. ના. બ્રિટિશ સરકારે મુંબાઇ ઇલાકામાં ફક્ત અમુક ભાગોને લાગુ પાડનારો ડક્કન એગ્રીકલચર રીલીફ એકટ આજે આશરે ૪૦ વરસથી કરેલો છે તે આધારે ભાવનગર રાજ્યના ખેડુતોને રાહત આપનાર કાયદો ઘડવાની ના. કૌન્સીલે ખાએશ બતાવી હોય તે સ્વાભાવીક છે જેથી તેને અંગે નીચેની બાબતો ઉપર આપ ના. સાહેબનું લક્ષ ખેંચવા રજા લઇએ છીએ.

## વ્યાજના પ્રશ્ન સંબંધી

આથી તો કરારનો કાયદો રદ કરવા જેવું થાય છે.

વ્યાજનો દર વહેવાર કે આંટ ઉપર હોય છે. દાખલા તરીકે : આપણું ભાવનગર રાજ્ય જ્યારે તેને નાણાંની જરૂર પડેલી, અને બોન્ડ કાઢેલા ત્યારે ૬ ટકાનું વ્યાજ આપવા ઉપરાંત સાંભળવા પ્રમાણે તે ખપાવવા મુસ્કેલીમાં ઉતરવું પડેલું. અને જ્યારે આંટ બંધાણી છે, ત્યારે અત્યારે દરબારી બેન્કે વ્યાજ ઘટાડયું છે તો પણ પુષ્કળ રકમ—લગભગ બે કરોડ જેટલી ડીપોઝીટ છે. તેમ જ તે બોન્ડોનું વ્યાજ ઘટાડવા છતાં

પ્રજાપ્રિય હોઇ તેમને તેમ રહેલા છે. એ બતાવી આપશે કે વ્યાજના દરનો આધાર વહેવાર ઉપર છે. તે પ્રમાણે ખેડુઓ વચ્ચે કે વેપારીઓ વચ્ચે પણ હોય છે. ખેડુઓમાં પણ ૯ ટકાનાં વ્યાજની લેણદેણ છે, જ્યારે શહેરનો વેપારી ગામડાના વેપારી પાસેથી બહુધા ૧૨ ટકાનું વ્યાજ લે છે. એટલે ખેડુઓની આંટ સુધરે તેવા ઉપાયો લેવાની જરૂર છે અને જ્યારે આંટ સુધરશે ત્યારે ઓછા વ્યાજે રૂા. મળી રહેશે.

મુંબાઇ, અલ્હાબાદ, કલકત્તા અને મદ્રાસ હાઇકોર્ટે ૪૦ ટકા સુધી વ્યાજ કરાર પ્રમાણે અપાવ્યાના દાખલા ઇંડીઅન લો જર્નલમાં મોજૂદ છે. એટલે આપ સાહેબને જાણ હશે કે વ્યાજ ફક્ત સાદું ૧૨ ટકાનું અપાવવું ને કોઇ રીતે યોગ્ય નથી જ અને અત્યારના આખા હિંદુસ્તાન અને દુનિયાના નાણાભીડના સંજોગો તેમ જ વ્યાજના દર પણ જોશો તો * ખાત્રી થશે કે મુંબાઇ જેવા ધનાઢ્ય શહેરમાં પણ મકાનો ગીરો રાખીને ૧૨ ટકાનું વ્યાજ ઉપજે છે. આ અત્યારના સંજોગો છે. અને તમે ભુતકાળમાં તેવું વ્યાજ ખાધું છે તેની આ સ્થળે શંકા મૂકવામાં આવે તો તેનો જવાબ એવો છે કે: ભુતકાળની અમારી લેણદેણ તે વખતના રાજ્યના દીવાની ધારાઓ પુરાવા–કરાર–એકટ–ઇત્યાદીના આધારે થયેલી છે. તે પ્રમાણે ન્યાય પુરઃસર હુકમનામાઓ, કરારદાદો વગેરે થયેલા છે. અને જ્યારે ના. કૌન્સીલ આ ધારાથી તેમાં પણ ઉતરી ભુતકાળનો ઇતિહાસ તપાસવા માગે છે

ત્યારે અમારે આ દલીલ કરવાની અગત્ય ઉત્પન્ન થઇ છે. આજ પ્રમાણે બીયાણા અને મંડાઉમાલની માંડછાંડ હોય છે. એક ખેડુત ૩ રૂપીએ મણ કપાસ મંડાવે છે તો તેજ વેપારી તેજ વખતે બીજા ખેડુતો ૩।, ૩।। અને ૪ રૂપીયા સુધી માંડે છે. એટલે વહેવાર-શાખ અને આંટ ઉપર જ તેનો આધાર હોય છે. ચાર રૂા. જે કપાસ માંડયો તે પતવાનો છે. તે પ્રમાણે અનુક્રમે સમજવુ અને ત્રણવાળો તો પતી શકે તેવો ભરોસો પણ ઓછો હોય છે અને તેમાં ઘણી વખત ખેડુ એમ ધારે છે કે-કપાસ અને રૂા. બન્ને મારે ત્યાં છે-ને વેપારી સમજે છે કે આપણે ઠીક નફો થયો. વસ્તુતઃ બન્ને છેતરાય છે. આ સ્થિતિ ન સુધરે ત્યા સુધી આ ધારાની અગત્ય નથી. તેમજ તળ ભાવનગરમાં એસોસીએશન વાયદાના વેપારને અંગે થયેલ છે અને તે વાયદો પણ ફ્યુચર ડીલીવરીનો છે, તેમજ સારા સારા વેપારીઓ પણ તે પ્રમાણે કામ કરે છે. તેવી જ રીતે દાણા તથા મંડાઉ કપાસ એ પણ ફ્યુચર ડીલીવરીના સોદા જ છે.

બ્રિટિશ રાજ્યના ડક્કન એગ્રીકલચર રીલીફ એકટ અને આ ધારામાં અસમાનતા ઘણી રહેલી છે. છતાં એ એકટને અંગે પણ નીચેની દલીલ ખાસ લક્ષમાં લેવા જેવી છે કે હમણાં જ મુંબાઇમાં બેન્કીંગ ઇન્કવાયરી કમીટી બેઠી હતી. અને તે ના. સરકારે અનુભવી અને લાયક ગૃહસ્થોની નીમેલી હતી. તે કમીટી પણ પોતાના રીપોર્ટમાં નીચેની મતલબનું

લખે છે : ડક્કન એગ્રીકલ્ચર રીલીફ એક્ટ રદ કરવા સૂચના કરે છે. તેના ખાસ કારણોમાં જણાવે છે કે—તેના લાભ લેવાને બદલે ગેરલાભ ઘણો લેવાય છે. શરાફી ધંધો નાશ પામવા જેવો થયો છે. તેમ જ ગામડાના વેપારીઓની આંટ મોળી પડી છે, અને તેથી તેમને શહેરના વેપારીઓ ધીરતા અટક્યા છે. તે ઉપરથી શહેરવાળાઓને પણ સારૂં વ્યાજ ઉત્પન્ન થતું અટકવાથી તેમનાં નાણાં તેમને બેન્કોમાં રોકવાં પડયા છે. આ રીતે અનુક્રમે વેપારીઓનું નાણું જે વેપારમાં રોકાતું તે અટક્યું છે અને એ રીતે દેશી હુંડીયામણને પુરતો ધક્કો લાગ્યો છે. ખેડુઓની, વેપારીઓની ઉલટી આંટ બગડી છે. અને એવાં બીજાં કારણો બતાવી તે ધારો તદ્દન રદ કરવા ના. સરકારને સૂચવ્યું છે. જે કમીટીના એ રીપોર્ટ ઉપર મુંબાઇ ઇલાકાનું સુપ્રસિદ્ધ ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ પણ પોતાના ગઇ તારીખ ૯—૧૦—૨૯ના લીડીંગ આર્ટીકલમાં ખાસ લેખ લખી આવકાર આપે છે. ત ઉપરથી આપ ના. સાહેબના ખ્યાલમાં આવશે કે જ્યાં તેવો ધારો પણ કાઢી નાખવા ડાહ્યા અને અનુભવી માણસોએ જાહેર કર્યું છે, ત્યાં આ રાજ્યમાં જ્યાં આ ધારો નથી ત્યાં તેથી પણ કડક અને આગળ વધી જતો નવો ધારો કરવાની અગત્ય ઉત્પન્ન થઇ છે તે કેટલું બધું અસંબંદ્ધ છે તેનો ખ્યાલ કરવાની ખાસ જરૂર છે.

કાઠિયાવાડના કોઇ પણ રાજ્યોમાં આવો ધારો નથી.

મોરબી રાજ્યમાં ફક્ત છે, ને પણ ત્યાં યે હુકમનામા પાછળ ઉતરવાનું નથી. તેમજ બાકી પાછળ પણ ઉતરવાનું નથી. પણ વહીવટદારની બાકી ખરી હોવા બાબે સહી લેવાની ફરજ નાંખવામાં આવી છે તેટલી રાહત તેણે બસ ધારી છે.

ગોંડળ અને મોરબી રાજ્યમાં જ્યારે ખેડુતની કંગાળ દશા આવી ત્યારે ત્યાંના ડાહ્યા અને વીચારશીલ માનવંતા રાજ્યકર્તાઓએ ખેડુઓને તેમના હસ્તકની જમીન અઘાટ વેચાણ આપવાનો ધારો કરેલો, જેને પરિણામે અત્યારે ગોંડળનો ખેડુ કરજદાર નથી; પણ તેથી ઉલટું તે ૫૦ હજારથી લાખ રૂા. સુધીની ધીરધાર કરનાર વેપારી બન્યો છે. મોરબીમાં પણ વેચાણહક્ક આપ્યા પછી ત્યાંનો ખેડુત આગળ જેટલી કરજદારીમાં નથી. પણ ને અજાન હોઇ તે । ખોટો લાભ કોઇ ન લે તેજ હેતુથી ત્યાં એ ધારો કરવામાં આવ્યો છે અને તેમાં આપણા ધારાની કડકતા કોઇ ઠેકાણે નથી. ના. ગાયકવાડ સરકારે પણ ખેડુતની કરજદારી ભાળી વેચાણહક્ક આપેલો અને આજે તેના પરિણામે તેનો ખેડુ કરજમુક્ત છે. ભાવનગર રાજ્યે આવા કાઠિયાવાડના પહેલા દરજ્જાના રજવાડાના દાખલા અને પછી ના. ગાયકવાડ અને બ્રિટિશ સરકારના દાખલા લેવા ઘટે છે. તેને બદલે તેના દાખલાઓ આજે જ્યારે નાના નાના રાજ્યો જેવાં કે—જેતપુર ભાગદાર—જસદણ રાજ્ય જેવા લેવા લાગ્યા છે ત્યારે તેથી વીરૂદ્ધ આવા ધારાઓ ઘડવાનું આપણા રાજ્યને અમો વેપારીઓના કમભાગ્યે આજે સુઝી રહ્યું છે.

આ પ્રસંગે એક દાખલો આપવા બસ થશે કે હિન્દના મોટા હાકેમ ગર્વનર જનરલ અને વાઇસરોય સાહેબ પોતાના કાઠિયાવાડના પ્રવાસે પધાર્યા તે વખતે દરેક કાઠિયાવાડના રાજાઓને તેઓએ જે કાંઇ સૂચનાઓ આપેલી તે વખતે તેઓ નામદારે આપ નામદાર સાહેબને ભાવનગર રાજ્યને અનુલક્ષી ખેડુતોની સ્થિતિ સુધારવા તથા ખેડવાણ જમીન સુધારવા માટે ભાવનગરના ખેડુતોને પોતા હસ્તકની જમીન વેચાણહક્કથી વાવવા આપવા ખાસ ઇસારો કરી ભાષણ કરેલું. એટલે એઓ નામદારની સૂચનાનું પાલન કરવાને બદલ આજે તેથી ઉલટું આ રીતનો ધારો ઘડવાનું અમારા કમભાગ્યે રાજ્યને સુઝે છે. અને વેચાણહક્કથી જમીન આપવાનું આપણી એસેમ્બલીમાં પણ સભ્ય સાહેબો તરફથી અનેક વખત સવાલો પૂછાયેલા છે છતાં તે વાત રાજ્યને ગળે ઉતરતી નથી. માટે પ્રથમ તે સંબંધે વિચાર કરવાની ખાસ અગત્ય છે અને જો તે પ્રમાણે ના. કાઉન્સીલ વેચાણહક્ક આપે તો તમામ કરજદારીના પ્રશ્નનો ઉકેલ થઇ જાય તેમ છે. અને તેથી આવા ધારાઓ ઘડવાની જરૂરિયાત પણ નષ્ટ થાય છે.

ભાવનગર રાજ્યની આશરે સવા ચાર લાખ માણસની વસતિમાં આશરે ત્રીસ હજાર ખેડુતો કરજદાર છે. તેમને રાહત આપવા વેપારી જેવી કોમ નષ્ટ થાય અને ગામડાંઓ ભાંગી જાય તથા અનેક કુટુંબોના ગુજરાનનો સવાલ ઉત્પન્ન થાય તે સંબંધે પણ રાજ્યે વિચાર કરવો ઘટે.

દરબારી ખેડુઓ ના. દરબારશ્રીને આશરે ૨૫ લાખ રૂપીયા ફારમના જમીનનો ઉપભોગ કરીને આપે છે. જ્યારે અમો વેપારીઓ તો ના. દરબારશ્રીની જમીન કે બીજા સાધનોના ઉપભોગ સિવાય અમારા ગુજરાન માટેના વેપાર કરવામાં અમો દરીયાઇ આશરે ૪૦) લાખની અને ખુશ્કી આશરે ૨) લાખની જકાત ભરનારી તથા રેલ્વેમાં પણ પેદાશ આપનારી કોમ છીએ. એટલે ના. દરબારશ્રીએ એકના ભોગે બીજાને નુકશાન ન થાય તેની ખાસ ચીવટ રાખવા અને બન્નેને સરખી આંખે જોઇ યોગ્ય ન્યાય અને રાહત આપવા અમારી અરજ છે.

આ ધારાથી ખેડુઓની જે આંટ બગડશે એમ નથી પણ વેપારીઓને તો પોતાના લેણા રૂ. ખોટા થવા ઉપરાંત તેમની પણ આંટ બગડવાની છે. ગામડાના વેપારી જેઓનો મુખ્ય ધંધો ખેડુ સાથે ધીરધારનો છે. તેમને ઘરમેળે અંદરોઅંદરના વહેવારથી ગમે તેટલું પતઃ પણ કોર્ટમાં ગયા પછી તો પતી શકતું જ નથી. વળી ખરચમાં લેવાઇ જાય છે અને આશરે ૧૦૦) રૂ. મેળવવા પાછળ ૪૦ થી ૫૦ રૂપીયાનો બજવણી સુધીનો ખરચ થાય છે ને પાછળથી અર્ધ જેટલું પણ પતી શકતું નથી છતાં ન પતી શકે તેવી રાહતો ખેડુતોને બજવણી–પ્રકરણમાં આપેલી છે. તો પણ ગામડાનો વેપારી પોતાના ચોપડા ઉઘરાણીથી બારે કરવાનું લાંબુ લેણું ન પતી શકે તો પણ ખેંચી રાખવાનું ફક્ત એટલા જ કારણથી પસંદ કરે

છે કે તેની પોતાની હજારોની ઉઘરાણી (વસ્તુતઃ એ ખોટી હોય તો પણ) જોઇને શહેરનો વેપારી તેને રૂપીયા ધીરે છે જે વડે તે વેપાર કરી શકે છે. આ ગામડાના વેપારીની ખાસ કરીને આંટ બગડશે અને તેથી ગામડાને શહેરવાળો અને શહેરવાળાને તેથી મોટા શહેરવાળો ઉત્તરોત્તર ધીરતા અટકશે. પરિણામે ગામડાઓનો નાશ લગભગ દુર્દશા નજીક આવશે તેનો વીચાર પણ ના. કૌન્સીલે કરવો ઘટે છે હવે વેપારીઓ અને ખેડુઓ વચ્ચેના સંબંધને અંગે નીચેની હકીકત ઉપર આપ નામદાર સાહેબો જરૂર લક્ષ આપશો.

વેપારીઓ એ દરબારી ખેડુતોની બેન્કો છે અને તે સિવાય ખેડુતોને ચાલી શકે તેમ નથી. ખેડને અંગેના જરૂરી સાધનોની ભાંગફોડ અને ત્રુટીઓ કે જે ખાસ અનિવાર્ય આવશ્યક હોય છે તે પૂરી પાડવામાં વેપારીના નાણાં જ કામ આવવાના છે. ઉપરાંત ઘરના ખર્ચા, સુવાવડ, માંદગી, વ્યવહારો જેવા જીવનમરણના પ્રસંગોમાં પણ વેપારીના નાણાં જ તેને તુરતની રાહત આપી શકે તેમ છે તે વાત ઉપર દુર્લક્ષ થાય તેમ નથી. ના. દરબારશ્રી અને શહેરના વેપારી કે ઓફીસો ગામડાના ખેડુતોને જરૂરિયાતના પ્રસંગે તુરત કામ લાગે તેવા સાધનો લેવા—સમા કરાવવાં કે અનિવાર્ય કાર્યોમાં આર્થિક સગવડ ગમે તે વ્યાજે પણ પૂરી પાડી શકે તેમ નથી જ એટલે ગામડાના ખેડુઓની આબાદી અંગે પણ ત્યાંના જ વપારીઓ સાથે તેઓ લેણદેણ રાખી

શકે તે અનિવાર્ય છે અને આ ધારો ઘડવાથી તેમ થવાનું નથી. જેથી ખેડુતોની સ્થિતિ વધારે દુર્બળ અને કંગાળ થવા ઉપરાંત આંટ ખોજ બેસવાની, જરૂરિયાતના પ્રસંગે નાણાં ન મેળવી શકવાથી ખેડ ઓછી અને દુબળી થવાની વગેરે અનેક ઉપાધીમાં ખેડુત આવી પડશે તેનો ખ્યાલ પણ ના. કાઉન્સીલે કરવો ઘટે.

આ ધારાથી વેપારીઓનું તો લગભગ તમામ લેણું નષ્ટ થાય છે. (જો કે તે સાચું હોય અને ખોટું કદાચ પણ હોય) અને તેથી તો વેપારીઓ નવી ધીરધાર ખેડુતો સાથે નહિ જ કરે એ ચોક્કસ વાત છે. અને કદાચ એ ના. કાઉન્સીલે પણ માન્યું હોય એમ સંભવ છે. તો પછી ખેડુઓએ પણ પોતાની આર્થિક અગવડતા માટે શું કરવુ તે સંબંધે કાંઇ વિચાર ના. કૌન્સીલે કરી રાખવા ઘટે છે. તેની સાથો સાથ ના. કૌન્સીલ એ પણ જાણી શકે તેવી વાત છે કે ખેડુતો તુરત પોતાના જ પગ ભર ઉભા રહી શકે તેમ તો નથી, તો તે સંબંધે પણ વેપારીઓ અ ખેડુઓ વચ્ચેના વહેવારને ખલલ પહોંચે તેવા ધારાઓ ઘડી બન્ને પક્ષો વચ્ચે ના. કૌન્સીલે ઘણું અંતર પડી જાય તેમ કરવું તે ઇચ્છવા યોગ્ય નથી એ પણ લક્ષમાં લેવા જેવું છે.

વેપારીઓના નામાઠામા વ્યવહાર રીત અને પદ્ધત ઇત્યાદિ સંબંધે ના. કૌન્સીલે જે વીચારો બાંધ્યા છે તેની સાથે તે વાત સર્વ વેપારીઓને લાગુ પડે એવી છે કે કેમ

તેનો વીચાર કરવો જોઇતો હતો અને તે પછી તે વાત ખરે-ખર સત્યજ છે એમ ના. કૌન્સીલ માનતી થઇ હોય તો તેમ થવાના કારણો શોધી લેવા જોઇતા હતા. દાખલા તરીકે ખેડુતો બીજાને પાંચ વરસને પટે જમીન વાવવા આપી દઇ બીજો ધંધો કરી શકે છે છતાં તે દરબારી ખેડુત ગણાય, તેમ જ ઉભા મોલ વેચી શકે. અભણ હોવાથી બાકી મૂકી આપેલ હોય છતાં નાકબુલ કરી શકે વગેરે ખેડુતોની દાનતો ઉપર પણ વિચાર કરવાની જરૂર હતી. અને તે બન્ને ના. કૌન્સીલે વીચાર્યું હોત તો વેપારીઓને ખોટું કરવાનું કારણ રાજ્યના રાહત આપનારા ખાસ સરકયુલરો છે કે ખેડુતોની દાનત છે કે વેપારીઓનો સ્વાર્થ છે તેની યોગ્ય તુલના થઇ શકત. તે સંબંધે પણ યોગ્ય વિચાર કરવો ઘટે છે.

ધારો ઘડવાથી તેનો લાભ લેવા બદલે ગેરલાભ વધારે પડતો લેવાશે. કારણ કે તેમાં ખેડુઓ ઉપર કોઇ જાતનો અંકુશ જ નથી, તેથી પણ અમુક અંકુશ મુકવો ઘટે છે. કે જેથી દરેક ગેરલાભ ધારાનો ન લઇ શકે. દાખલા તરીકે ફારમથી અમુક ગણું કરજ હોય તેને જ આ લાભ મળી શકશે તેવું કાંઇક ઠરાવવું જોઇએ નહીંતર તો જેમ ના. દરબારશ્રીને ફારમ સારા ખેડુતોની પણ નામ પાડયા પ્રમાણે જ પતે છે તેમ થશે. ખેડુઓને અંગે કરજ કમીટી નીમવામાં આવેલી. અને તે કરજ કમીટીના અહેવાલને અંગે આ ધારાના ખરડાની અગત્યતા ના. કોન્સીલે વિચારીને તે સંબંધે અરજ કરવાની કે, કરજ કમી-

ટીએ છુટક છુટક પોતાનું કાર્ય જે કરેલું છે તે મોટે ભાગે અચોકસ આંકડાઓ અને ઉતાવળ પૂર્ણ થયેલું છે. છતાં તેનો અહેવાલ બહાર મુકવામાં આવેલો નથી. વેપારીઓને કહેવા સાંભળવાની તક આપવામાં આવેલી નથી. જુબાનીઓ લેવામાં આવેલી નથી. અને તે વખતે જો તે કાર્ય કરવામાં આવ્યું હોત તો વેપારીઓ જરૂર પોતાની ખેડુઓ સાથેના વહેવારની અડચણો-જરૂરિયાતો-સંબંધ અને વ્યાજ વીગેરેથી ચોખવટ રજૂ કરી શકત. અને તે સાંભળીને કદાચ આ ધારો ન કરવાની યા તો આવા સ્વરૂપમાં તો ન જ કરવાની જરૂરિયાત ના. કોન્સીલને જણાઇ હોત. છતાં જેટલી ઉતાવળથી કરજ કમીટીએ કામ કર્યું તેટલી બલ્કે તેથી વધારે ઉતાવળથી આ ધારાનો ખરડો પણ સંપુર્ણ વીચાર કર્યા સિવાય કે વેપારીઓને સાંભળ્યા વિના કર્યા હોય એવી અમને ધાસ્તી છે. તે માટેનો પણ યોગ્ય વિચાર કરવા ના. કોન્સીલને વ્યાજબી લાગશે. તેથી આ અને આવી બીજી ઘણી દલીલો રજૂ કરવામાં ઘણા ફેક્ટસ અને ફીગર્સની જરૂર છે. જે મેળવવાનો વખત ઘણો ટુંકો આપવામાં આવેલો છે તેમજ અમારી સવીસ્તર દલીલો તથા હકીકતો ધારાશાસ્ત્રી પાસે રજૂ કરવાની અને આપ નામદારને તે સમજાવવાને યોગ્ય મુદતની ખાસ જરૂર છે જે જુદી અરજીથી માંગવામાં આવી છે તો તે મંજૂર કરવા કૃપા કરશોજી.

: : :